(બનાવે ખુદા)

પનોતી પારસી કોમની પનોતીના પ્રસંગ માટે

ઉની-ધી પારસી ઑલફ્રેડ થીયેટ્રીકલ કંપની થકી

ગુલફામની

પ્રથમથી ભજાવેલો નવો એક અંકી ગાને

# ઘેરનો-ગવંડર.

આવૃતી પહેલી નકલ ૨,૦૦૦.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ધી પારસી ઑલફ્રેડ થીયેટ્રીકલ કંપનીના માલેક;

**જહાંગીર કાવસજી પાલનજી ખટાઉ.**

સર્વ હક્ક માલકે પોતાને આધીન રાખ્યા છે.

તા. ૧૧ ૯ ૧૯૧૮.

**કીંમત આના છ.**

બનેં જમશેદ પ્રીંટીંગ વર્કસ બેલાર્ડ હાઉસ, કોટ—મુંબઈ.

# આએ મારો નાનકડો સ્કીટ.

નાટકી બાબતોના કરવયા કાવશજી ખટાઉ બહેસ્તનશીન થયા છે પણ તેમના મરણથી હીંદી સ્ટેજને ગયલી નહીં પુરાય તેવી ખુટ માટે ગમગીની ખરતાં એક સંતોષ પણ લઇ શકાય છે કે તેવણે ગંઠાવેલી અને ગોઠવેલી "પારસી આલફ્રેડ નાટક મંડળી" હજીબી હયાત રહી છે, તેટલીજ ખીલી રહી છે, તેટલીજ માનીતી અને જાણીતી રહી છે. મરહુમની આ કંપની ચાલુ રાખવામાં મરહુમના બેટા ભાઇ જેહાંગીર ખટાઉને કેવી મહેનત અને જહેમત શુરૂઆતમાં ઉઠાવવી પડી હતી તે તો ભાઇ જેહાંગીરના અતલગના સમાગમમાં આવેલાઓજ જાણતા હશે. પણ આગળી વાત યાદ કરવાનું મારૂં કામ નથી—હમણાં શું છે તે કહેવાની પણ અગત નથી—હમણા શું છે તે તો મુંબઇની ખાસ અને આંખ જોઇ ચુકી છે. આવી ધીકતી ધરખમ, દમબદમ નવા નાટકો પુર જમક અને શોખીન પ્રજાની અને છાપાની પુર પસંદગી સાથે બહાર પાડનારી આએ કંપનીએ મુંબઇમાં આટલા ટુંક વખતમાં કેવી નામના મેળવી છે તેનું વરણન આપવાની મારે માટે જરૂર રહીજ નથી—એટલુંજ કહેવું પુરતું થશે કે આ કંપનીનો આવો કારોબાર અને નવા નાટકો કહાડવાની, તે રચવાની અને મરહુમના જેવીજ શકતી અને સમજદારીથી તે ગોઠવવાની શકતી જોયા પછી મી૦ જેહાંગીર ખટાઉને શાબાશી આપ્યા વના કોઇબી તમાશબીન કે બીજો તરાહેત માણસ રહયો હશેજ નહીં.

આએ મારો નવો નાનકડો સ્કીટ આજે સ્ટેજ થાય છે તે માટે મારા પરવરદેગારનો હું ભારે આભારી થયો છું અને મારી પુરેપુરી ખાત્રી છે કે ભાઇ જેહાંગીર ખટાઉ અને તેવણના ચુનંદા મદદનીશો આ નાના પીસ મધે જો કાંઈ ખામી ખોડ હશે તો તેને ઢાંકી નાખશે અને કાંઇ ખુબી હશે તો તેને પુર જમક સાથે દીપાવશે. મારા "ટોપ્સી ટર્વી"ને જે ઇનસાફ, ગેટઅપ, અને ટીપ-ટોપ રૂપ મરહુમના હાથથી મલ્યું હતું તેજ આએ નવા પીસને મળશે એવી મારી ખાતરી છે અને ગયા મહીનાઓ દરમ્યાન મી૦ જેહાંગીર ખટાઉનું જે કામ અને લાયકાત મેં જોઇ છે તેથી મને આશા રાખવાનું વાજબી કારણ મળે છે કે આ પીસને ફતેહમંદ ઉતારવામાં તેવણ અને તેવણના આર્ટીસ્ટ ફતેહ મેળવશે. શોખીન પ્રજા સામે ફરીને એકવાર હું આ સ્કીટ મારફતે હાજર થાવું છું અને ઉમેદ રાખું છું કે મારી ખોડ ખાપણ દરગુજર ફરમાવવામાં આવશે. અને ફાર્સીકલ-એબસડીટીની મોજ જો તમાશબીનોએ ભોગવેલી હું જાણીશ તો મારી મહેનત ફળેલી ધારીશ.

લી૦ સેવક, ગુલફામ.

તા૦ ૧૧-૯-૧૮.

# પાત્ર.

મનજીભાઇ મરકુટી... ... ... ... ...એક તવંગર શેહેરી.
ધનજીભાઇ ધનાપટી ... ... ... ...એક દોલતમંદ રહીસ—
મનજીભાઇનો દોસ્ત.
કાવશ... ... ... ... ... ... ...ધનજીભાઇનો દીકરો.
જમશેદ ... ... ... ... ... ...કાવશનો મદદનીશ.
નાજાં .. ... ... ... ... ... ...મનજીભાઇની દીકરી.
કુંવર ... ... ... ... ... ... ...નાજાંની કંપેનીયન
તરીકે નાજાંની નોકરી
માં રહેલી છોકરી.

---

સ્થલ—મુંબઇ.



બનામે ચજદ.

---

# ઘેરનો ગવંડર.

## [ મનજી કાકાનો બંગલો. ]

{ ડ્રાઇંગ રૂમ ટીપટોપ ફરનીચર.
મનજી કાકા બેઠા છે.

**મનજી**—ત્યારે આપરે આટલા વરસ કાઢયા તે બધા વટાવામાંજ કે? આય માથાના બાલ પાકી ગયા તે શું કેરીની કાની ઘાસમાં માથુ મુકયું'તું તેથી પાકી ગયા? અરે ઘણો અનુભવ મેલવ્યોછ, મેં ઘણો અનુભવ મેલવ્યોછ—તેમ વલી હાક ધમકાથી સૌને તાબેબી રાખ્યાછ—લેવાની એમ તો મેં ચાર બકરી પાલીથી તેની ઉપર સાહેબી કીધેલા—અગ્યાર મરઘી પાળેલી તેને એવી તાબામાં રાખેલી કે મકદુર નહીં કે કોઇના ઘેરમાં જઇને ઇંડું મુકી આવે—કુતરૂંબી મને જોઇને ખુણામાં ભરાઇ બેસે, એવી મેં ધાક ધમકી રાખેલી ને હવે શું મારી દીકરી પરજ હું ધાક ધમકી રાખી નહીં શકશ! ઓફીસમાં બધા સીપાઇઓ મને જોઇને ધ્રુજી પડેછ—અને રસ્તા-પરની કચરાપટણ મને જોઇને ધભરઇને વાંકી વલીને સલામ કરેછ, ત્યારે શું એક દીકરી મારા તાબામાં નહીં રહે? નહીં નહીં હું ઘેરનો ગવનદર બનવા માંગુંછ—મારી મરજી મુજબ થવુંજ જોઇએ ને તાબામાં સૌ કોઇએ રહેવુંજ જોઇએ—નાજાં, ઓ નાજાં, ઓરી આવ.

[ નાજાં અને તેની દાસી કુવર આવે છે.]

**નાજાં**—કેમ પાપાજી, શું કેહોછ?

**મનજી**—તું હમણાં શું કરતીતી?

નાજાં—તમો પાંચ રૂપ્યાનો ખુરદો લાવા બજારમાંથી તે ગણી જોયો તો પાંચ આના ઓછા—કયા રડતાને હસાવી આયા હોશો.

મનજી—ચપ ચપી જા.

નાજાં—ઓ વાય, આજે એમ શું કરોછ જો ?

મનજી—હું ઘેરનો ગવનદર બનવા માંગુંછ.

કુવર—( મનમાં ) આય ગવનદરની સુરત તો જોવો.

નાજા વરી એ રૂપ્યારો તમોને કોણે આપ્યો.

મનજી—એ રૂપ્યારો નથી પણ ભેજાંમાંથી નીકળેલો ખરો ખ્યાલ છે.

કુવર—( મનમાં ) ભેજું હોય તો ખ્યાલ નીકલે કે ?

મનજી—પેપરવાલા લખેછ કે માટીડાઓ ઘેરમાં ઢાક ધમકી રાખતા નથી ને બૈરાંઓને છગાવી મુકેછ પણ હું દેખાડી આપવા માંગુંછ, આખી દુન્યાને બતાવી આપવા માંગુંછ ને જગતનેખી જાહર કરૂંછ કે મારા જેવો એક માટીડો છે તે ઘેરનો ગવનદર બની શકેછ. ને બૈરાંઓને પોતાની મરજી મુજબ ચલાવી શકેછ. ને બૈરાંઓને કહે કે હસ તો હસે ને રડ તો રડે.

નાજાં—તમે મને હસ કહેશો તો હસસ પણ રડે મારી બળા. ઓવારીઉ મારી પર રડવાનું.

મનજી—ચપ ચપી જા.

કુવર—( મનમાં ) બુઢાને એમ ઘડી ઘડી ચમક વા કેમ થાયછ ?

મનજી—હું મારા ઘેરનો ગવનદર છેઉં—ચપ ચપી જા.

નાજાં—પણ એમ બુમ બરાડા કેમ પાડતા હોસો ?

મનજી—ગવનદર બનવાની જરા પ્રેકટીસ પાડુંછ.

કુવર—( મનમાં ) ત્યારે તો આખો દહાડો જીવ પટકયાજ કરશે—કાનમાં રૂ ખોસીને ફરવું પડવાનું.

મનજી—મને ગવનદર બનવાનું એક કારણ મલ્યુંછ.

નાજાં કાંઈ કારણખી બરેસ છે કે ?

**મનજી**—ચપ ચાપી જા.

**નાજાં**—ઓવાય! એમ ઘડી ઘડી ભડકાવ્યા કાંય કરતા હોસો?

**મનજી**—ત્યારે ગવનદર કેમ બનું?

**નાજાં**—તે ગવરનર એમ બુમ બરાડા મારતા હોસે કે?

**મનજી**—નહીં કે?

**નાજાં**—નહીંજ તો—આપરા જીભરાયા ગવરનર સાહેબના સલુક તો જોવો કે નમાના ને ભલા મયાળું છે.

**કુવર**—( મનમાં ) એવણ ગવરનર તો નહીં પણ ગવરનરના બટલરનાં લખ્ખણ લેવા માંગતા હોસે.

**મનજી**—એમ આવ, આવ મારી પાસે બેસ ( નાજાં ખુરસી પરથી ઉઠીને મનજીની પાસે કોચ પર બેસે છે ) મારો દોસ્ત ધનજી ધનાપતી છે.

**નાજાં**—હાં. હું ઓરખું છ—અહીંબી જયાર ત્યાર આવેછ.

**મનજી**—ચપ ચાપી જા વચ્ચે કેમ બોલેછ?

**નાજાં**—જો પપા, હું તમોને સાફ કહી મુકું છ. ફરીથી બુમ બરાડા પાડીને ચપ ચાપી જા કીધુંછ તો તમારી આગળથી ઉઠીને ચાલતી થવશ. પછી ગવરનરપણું તમારૂં રહયું તમારા ગજવામાં.

**મનજી**—વારૂં વારૂં બેસ બેસ—હવે બરાડા નહીં પાડું.

**કુવર**—(મનમાં) અરધુ ગવરનરપણું. ખતમ થઇ ગયું.

**મનજી**—તે મારા દોસ્ત ધનજી ધનાપતીના દીકરા કાવસ સાથે તુને પરણાવવાનો મારો વીચાર છે.

**નાજાં**—તે ગવરનરો કાજ વસતારાબી કરે કે?

**કુવર**—(મનમાં) ને ગવરનરો સુન્નાના દાદર ને રૂપ્પાના દોરડાં દેખાડે ખરા કે?

**મનજી**—ગવનદરો કાજ વસતારા કરે કે નહીં તે આપરે જાણુતા નથી.

**નાજાં**—વારૂં એ કાવસ કેવો છે?

**મનજી**—વરી કેવા? માટીડા જેવા માટીડા-તેને કંઇ સીંગડાં કે પુછડું તો નથી ઉગ્યું.

**નાજાં**—જો પપા, હું માટીડા પસંદ કરૂં ને ત મને ગમે તોજ તેની સાથે પરણું-તમારી પસંદગી ચાલે નહી.

**કુવર**—(મનમાં) ઘેરના ગવરનર સાહેબના વાવટા ઉડયા.

**મનજી**—તું તારી મરજી પડે તેની સાથે પરણે ને હું તે અદર બ્દરમાં કે?

**નાજાં**—નહીં પપા, હું પસંદ કરૂં ને તમારી બહાલી માંગું. ને તમે બહાલી આપો તોજ તેની સાથે પરણું. કાંય કે માય બાપની મરજીથી ને બહાલીથીજ પરણેલી છોકરીઓ ખરેખરૂં સુખ જોયછ.

**મનજી**—કેવી મારી ડાહી દીકરી! આય તારી વાત મને ઘણી ગમી-પણ તું પહેલા પસંદ કરે ને પછી હું બહાલી આપું તેને બદલે પહેલા હું બહાલી આપું ને પછી તું પસંદ કરે તો નહીં ચાલે?

**કુવર**—(મનમાં) પહેલા કાતર્યું બાંધીને પછી પાયો નાખવાની વાત થઇ-પણ સુવા કાતર્યાનાજ વાંધા તો.

**નાજાં**—તમો બહાલી આપો ને હું પસંદ કરૂં નહીં તો તમારી બહાલી રદ થાય.

**મનજી**—ચપ ચપી જા—હું ઘેરનો ગવનદર છેઉં, મારૂં કહેલું માનવુંજ જોઇસે.

**નાજાં**—જા તારે પપા, એમ સું કરોછ જો-મને ફાંસમાં નાંખવા માંગોછ.

**મનજી**—નહીં રે બેટા, તુંને ફાંસમાં કોણ કમબખ્ત નાંખવા માંગેછ! મેં જે છોકરાને પસંદ કીધોછ તે તુંને ગમસેજ એવી મારી ખાતરી છે.

**નાજાં**—મને નહીં ગમે તો મને તેની સાથે ના પરણાવતા; નહીં તો હું દુઃખી થઇને મરી જવસ.

**મનજી**—અરે નહીં રે-મરે તારી બલા-તારી નરજી હોસે તેમજ કરસું. મારી દીકરી, ચાલ તું દલગીર ના થા મારા બચ્ચા.

કુવર—( મનમાં ) પેરના ગવરનર પર પુરૂં પાણી ફર્યું.

મનજી—પેપરવાળા તો અડગરા છે. એમ છોકરાઓને ધમકાવ્યા કરતા કાંટાનું કટેસર થઇ જાય.

નાજાં—મેં તો તે કાવસને જોયોબી નથી.

મનજી—આજે મેં તેને અહીં બોલાવ્યોછ તે આજે અહીં આવશે—તું તેની સાથે વાતચીત કરજે, હસજે, બોલજે ને ગમે તો લેમીંગટનબી રમજે.

નાજાં—લેમીંગટન તે શું ?

મનજી—પેલું શું મરઘીની પુછડી હોય એવા બોલને એમ બેટે બેટે મારે તે વીસીંગડન વીલીંગડન કહેછ તે.

નાજાં—બેડમીંગટન.

મનજી—હા તેજ તેજ તે રમજે ને પછી તું તેને પસંદબી કરશે ને કબુલબી થશે.

નાજાં—તે અહીં આવવાનો તો છેકની ? ત્યારે તેલ જોઇશું તેલની ધાર જોઇશું

મનજી—તે શું તું તેને માથે લગાડવાનું કોપરેલ તેલ સમજેછ કે ?

કુવર—(મનમાં) નહીં, તેલીયો રાજો સમજેછ.

મનજી—એમ આવ કુંવર, તું ને નાજાં સાન સલુકના બનજો ને તે કાવસજી આવે તેની બરાબર મદારત કરજો. તું ઘણી ચેરી ચબીત્રી છે તેથી હું તુંને ખાસ કેહુછ. નહીં તો વખી તે આવે તારે તેને પુછડું બાંધીને હુરીયો ના કરતી. હવે હું ઘેરનો ગવનદર છેઉં તે યાદ રાખજે.

કુવર—વારૂંજી—(મનમાં) દાડી ધામીને બૈરી જોવા આવેછ ત્યારે પુછડા વગરનો ગધેડો તો હોસેજ.

નાજાં—(ઉઠીને) ચાલ, કુવર, આપરે પાપટ ભુંજીયે.

[ નાજાં ને કુવર જાય છે ]

મનજી—જોયું ? એમ છોકરીને ધાક ધમકીમાં રાખવાની છે ને એમજ ઘેરનો ગવનદર બનવાનું છે. દીકરી ધાકમાં શું નહીં રહે ? દીકરીનો બાપબી ધાકમાં રહે.

[ ધનજી આવે છે. ]

ધનજી—અલ્લો, મી૦ મનજી મરકુટી.

મનજી—સબર સબર હવે મને મનજી મરકુટી ના કહેતો–મને ગવનદર કહેજે–મેં ઓપ્પર બદલીછ મી૦ મનજીભાઈ ગવનદર.

ધનજી—ગવનદર તો નહીં પણ ગટર માસ્તર જેવો લાગેછ.

મનજી—એ તું મસકરીની વાત સમજેછ કે? હું તો ગવનદર બની ચુકયોછ–પણ તુંને હું એમ પુછું કે તું સાનો દુમ હીલવતો આવી લાગો–તારા દીકરા કાવસને મોકલની કે તેને મારી દીકરી સાથે ઇન્ટ્રોડયુસ કરીયે.

ધનજી—કાવસ તો અરધા પોના કલાકમાં આવી લાગશે. બેટી બાપને ઘણો સમજાવ્યો તો કહેજે હું છોકરીને જોઉં, તેની ચાલ ચલણ તપાસું ને પછી હા કે ના કેહું.

મનજી—વલી ના સાનું કહે–ધનજી બીરાદર તુંને ઘેરનો ગવનદર બનતા આવરતુંજ નથી–મારીને એવા બુમ બરાડા પાડીને રાખરૂં કરીયે કે આપોઆપ ઠેકાણે આવી જાય.

ધનજી—તે તું બુમ બરાડા પાડીને ઘેરનો ગવનદર બનેછ કે? તુંને અનુભવ શું મલ્યો ?

મનજી—(મનમાં) અનુભવ તો એવો મલ્યો કે જીવજ જાણેછ (મોટે) પણ હું એમ પુછું કે તું સાનો ધસરઇ તણઇ આયો હોસે? તારૂં આવવાનું કામ શું ઉતું !

ધનજી—જોની મનજી, વાત એમ છે કે વાંદરાંમાં માચીઓએ હડતાલ પાડીછ.

મનજી—અરરર ! ત્યારે તો ભેંસના ચામરા ને બુટ સપાટ માથે પડવાના.

ધનજી—એમજ છે રે યાર, એમજ છે.

મનજી—પણ તે હડતાલ કાંય પાડી ?

ધનજી—મ્યુનીસીપલવાલાએ તેમણે કહ્યું કે જે વાયદો કેહયો હોય તે વાયદાસર બુટ માંડી આપવા ને નહીંતો લાઇસન્સ આપસું નહીં—ત્યારે મોચીઓ કહેછ કે વાયદાસર આપ્યે તો હાથથી હુનર ઉતરી જાય ને બાપદાદાથી ચાલતો આવેલો રીવાજ ટુટી જાય ને એ તો હમારો તોચકો છે.

મનજી—એબી વાત ખરી.

ધનજી—મેં મોચીને હરી રૂપયે જોરો સીવવા આપ્યોછ. મારો કાકા સસરો નાતરૂ કરેછ તે તેના નાતરાના વાગામાં જોરો મુકવાનો છે. મોચીને એક રૂપયો આગપર બેઆનાનોબી આપ્યોછ.

મનજી—ત્યારે તો ધનજી બીરાદર તારો રૂપયો ખોટ્ટો.

ધનજી—એમ લાગેછ તેથી તો વાંદરે જાઉંછ. ને મોચીને ફેંટ પકડીને કેહુંછ કે સાહુકારના દીકરા લાવ મારો રૂપયો ને નહી તો લાવ મારો જોરો.

મનજી—બેટા ધનજી, તું એમ તારો વીખો ના પડની તો— હડતાલમાં જશે ને મોચી છેરઇને એકુ બબરચો લસે કેની તો જોરો લેતો વગુટ પડયો પણ જોરવારાના હાથમાં જવું પડશે.

ધનજી—ત્યારે આપરે માટીડાની મટોડા તે બેસીને જોયા કરીયે કે? તુંને મારૂં એટલું બધું લાગી આવેછ તો આવ મારી મદદે ને ચાલ મારી સાથે. આવવા જવાનો ખાવા પીવાનો સઉ ખરચ મારો.

મનજી—એ વાંદરે જવા આવવાનું ગારી ભાડુ સું થશે?

ધનજી—થશે બે જણાનું દોઢ કે બે રૂપ્યા ને વરી હોટલમાં જઇને જરા રતી બીર પીસું ને લીમજી બીસકોટ ખાસું.

મનજી—ત્યારે ખરચ તો ઘણો થશે.

ધનજી—પાંચના પંદર કે પચાસબી થાય તો સું મુજાકો? રૂપ્યો તો પાછો લઇ આવશું. ચાલ મારી સાથે ચાલ.

મનજી—મારી દીકરીને કહીને આવુંછ. લે એજ આવી.

[ નાજાં ને કુંવર આવે છે ]

**નાજાં**—આવો ધનજીભાઈ કાકા, કેમ છેઓ? ઘણે દહાડે આયા!

**ધનજી**—સું કરીયે માય! ધોબન વાગો નહી લાવી તે મેલાં કપરાં પહેરીને આવતાં શરમ લાગી તેથી નહી આયો.

**મનજી**— હમે બેઉ જણું વાંદરે જઈયેછ.

**કુંવર**—(મનમાં) ત્યાંના વાંદરાઓમાં બેનો ઉમેરો થશે.

**નાજાં**—તે પાછા કયારે આવશો?

**મનજી**—ચાર પાંચ કલાક લાગશે—મારૂં ભાનું ઢાંકી મુકજે ને કુંવર જોજે કોલમાનો પાઠીયો બીલાડી ખાઈ નહી જાય—યાદ રાખજે હું ઘેરનો ગવનદર છેઉં.

**ધનજી**—લે ચાલ હવે, ટ્રેનનો વખત થઈ જશે.

**મનજી**—ચાલો, હું દગલી પાઘડી પહેરી લેઉં તેટલાં તું નીચે ઉતર.

[ ધનજી અને મનજી જાય છે ]

**નાજાં**—પપા ગીયા તે ઠીકજ થયું—હવે આપુને લાગ સારો મલ્યો. બે યાદ રાખજે તું જાણે નાજાં ને હું જાણે કુવર, તું શેઠાણી બન ને હું તારી દાસી

**કુવર**—તે શેઠાણી બનીને તમુને હું ધમકાઉં તો ગુસ્સો તો નહીં કરો?

**નાજાં**—નહીં રે ગુસ્સો સાનો કરવાનો? બરાબર શેઠાણી બનીને મારી માફકજ ચાલ ચલાવજે ને ગમે તો ચીરડઇને મને અમથો અમથો તમાચો કે ધમકોબી મારજો.

**કુવર**—(મનમાં) વાઆઆરૂં ઠીકજ છે. સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો. તારીખી એવી ખબર લેઉં કે તારીખી ખાલશીજ થઈ જાય.

**નાજાં**—ચાલ આવ, હું તુંને નવી સાડી ને બ્લાઉજ પહેરાઉં ને તારી આય સાડી ને બદીયાન હું પહેરૂં. એબી એક જાતની ગમ્મત.

[ નાજાં અને કુવર જાય છે, બીજી તરફથી કાવસ અને તેનો નોકર જમસું આવે છે, ]

જમસુ—કેમ કાવસજી શેઠ, હવે ખરેખરો શેઠયા જેવોજ લાગુ છની. આય ભાડેના ડરેસમાં કેવો ફાકડો લાગુંછ હું. પે અદબી માફ છે. હું. કાવજી શેઠ, પણ તમે તો આમ નોકરના વેશમાં પેલા સાહેબના સુરતી લાહ્યા પોય આવેછ તેવા દેખાવોછ

કાવસ—કેમ બચ્ચા છેકજ ફાસ્ટ ચાલ્યો કે?

ગાયન

કાવસ—અરે ઓ અનઘડ ઘણો ના
અકરી મર—જા જા જા.

જમસુ—શેઠ થયો વાનોતર, નોકર થયો શેઠયો
વાહવાહવા.
કપડાં ચપડાં સૌ ભાડેનાં.

કાવસ—વાડી ને બંગલા સો આસમાનમાં
લાગ મળ્યો ખાસ્સો આય.

જમસુ—શેઠની સંપાખી થાય, શેઠને બદલે
હું ધાઈ મારી જાવું-જલ્દી પરણી
બપાવો થાણું.

કાવસ—કેમ ફાસ્ટ ચાલ્યો બચ્ચા!
જમસુ—હાંડા માસ્તરના રસ્તા-હાં.

કોરસ

કાવસ
આઇ વુડન્ટ લીવ માઇ લીટલ નાજા સ્ટોરી ફોર યુ,
આઈ લાઈક વન લવર એન્ડ આઇ ડોન્ટ વોન્ટ ટુ
જમસુ
બસ શેઠયો બનુ, મોટરમાં ચઢું,
બંગલામાં એક બગલું લઇને ફરૂં.

જમસુ—પણ કાવજી શેઠ.

કાવસ—વરી તેં મને કાવજી શેઠ કહયો? નખ્ખોદગીયો આટો બાળી નાખવાનો તો-આપરે ફેર બદલ થયા તે ભુલી કેમ જાયછ? તું જાણે કાવસ ને હું જમસુ-એમ હાલ તરત અદલ બદલ થઇ

ગુથા—તું કાવસજી શેઠ હોય તેમજ દેખાવ કરજે ને હું જમસુનો પ્રાર્ટ કરસ—જો હવે યાદ રાખજે હો.

જમસુ—બનતાં સુધીતો યાદ રાખસ પણ...

કાવસ—પણ બણ કઇ નહીં–તું શેઠ બનીને ગમે તેમ મારી સાથે વરતજે–ગમે તો એકુ હલ્લુથી લાત કે મુક્કીબી મારજે.

જમસુ—(મનમાં) વરી હલ્લુથી સાનો મારૂં ? મારૂં ત્યારે તો સાબુતજ લગાઉં–બચ્ચા તેં મને ઘણીવાર લાત મુક્કી મારીછ તો હવે હુંબી થોડો ઘણો બદલો લેઉં કે નહીં ?

કાવસ—બનતાં સુધી એવું કરજે કે એ નાજાં પોતાની ખરી ખાસીયત ને સ્વભાવ દેખાડી દે.

જમસુ—સુજમાં રોજા ખોલસો શેઠ, અદરાવા આવેલા માઠીડા આગલ બૈરી જાત પોતાનો ખરો સ્વભાવ અને ખાસીયત દેખાડેબી કે ? સ્વભાવ ને ખાસીયત તો એવી દેખાડે કે તમે તેને આસ્માન પરથી ઉતરી આવેલો ફરેસ્તોજ સમજો–એ તો પનવા પછીજ માથે હાથ દેવાનો વખત આવે.

કાવસ--પણ જરા ચીડવજેની–ગધેડા જેવાને એટલુંબી નહીં આવડશે ! તું એમ કરજે—એની નવી સાડી હોય તેની ઉપર પગ મુકી દેજે ને નહીં તો સાડી પર ચાહે ઘોરજે.

જમસુ—શેઠ, તમે તો ઓલીયા મહારાજ છો. બૈરાંઓને પીછાણવાની તમારી શકતી ઘણીજ ઓછી. જોવો સાંભળો—બૈરાં-ઓને આખી દુન્યામાં સઉથી પ્યારી બે ચીજ એક સાડી ને બીજા બાલ. જે છોકરીની સાડી કોઇ જવાન્યો બગાડે ને તે છોકરી છછણી પડે ત્યારે જાણવું કે એક બૈરાંની ખરેખરી લાગણી તેણીએ દેખાડી દીધી છે. જો તે છોકરી એમ કહે કે કંઇ નહીં રેજી, સાડી તે શું મુઇ જીવ લઇ આવીછ. ત્યારે જાણવું કે છોકરી બડી ઠગારી ને ઉસ્તાદ છે. ને જે છોકરી સાડી બગડવાથી રડી પડે ત્યારે જાણવું કે એક નવી સારી અપાવવાની ચોટલી માથે ઉગી.

કાવસ—લે એજ આવેછ હુસ્યારી રાખજે.

જમસુ—મારી પછવાડે રહીને મને પ્રોમ્ટ કર્યાં કરજો. હું તો હમણાંથીજ ટટ પપ થઇ ગીયોછ. (કુંવરને નાજા આવે છે)

કુવર—આવો બા, તમો કોણ છો?

જમસુ—મારૂં નામ જમ જમ મકુંજે.

કુવર—અરે બા, બોલોની ધસી ધામીને એમ ગંગળાયા શું કરોછ! તમારૂં નામ શું?

જમસુ—જી મારૂં નામ કાવસજી ધનજીભાઇ ધનાપતી (કાવસને) અરે પણ ડગલો પેંચ્યા કરોછ, તે મારૂં ગરૂં ચીપટઈ જાયછની.

કુવર—કાવસજી કે? હા ઓરખ્યા ને આય તમારી પછવાડે નાસોગોસો રમેછ તે કોણ?

જમસુ—જી એ તો મારો નોકર જમસુ.

કુવર—ને એમ પછવારે પછવારે બીધેલી ઉંદરડીની કાની ભરાતો સંતાતો કાંય હોસે! એને કોઇ ખાયછ કરડેછ કે? ચલરે બહાર નીકળ મુવા ચોર અડડગની કાની મોનું શું જોયા કરેછ—એમ શેઠ શેઠાણીની સામે જોયા કરશે કેની તો સપાટ મારીને મુવાનું ડાચું ભાંજી નાંખશ.

જમસુ—કેમરે? બાઇનું મોનું કાંય જોયા કરેછ? ઇસ્ટુપીડ, બેવકુફ નીચી નજર કર, નીચી નજર કર (મનમાં) શેઠ આગળ આએ પહેલું બચાનું.

કુવર—તમારો નોકર ઘણો મુરખ લાગેછ.

જમસુ—અરે તદનજ હજામરો છે—મારા જેવા મોટા એસ્કા તવંગર શેઠની આગલ હાથ જોડીને ઉભો નહીં રહે તો હું તો ખુતારો લઇને મારૂં. નોકર ચાકર આગલ તો હું ઘણો મીજાજી ને આકરો રેહું જો.

કુવર—એમજ કરવું જોઇયે—મુવા નોકરડાને તો કુતરાની કાનીજ ગણવા જોઇયે.

જમસુ—ને આય બીલાડી જેવી ઉભીછ તે કોન!

કુવર—એ તો મારા ઘેરમાં કામ કરનારી દાસી છે. બીચારી જરા અક્કલની ઓછી છે.

જમસુ—હારે તદનજ મોટ મામી લાગેછ.

કુવર—એનામાં જરા સુધલો નથી–તદનજ મુર્ખી માથે પડીછ– મારો મીજાસ જાયછ ત્યારે હું બી એને પાંસરે પાંસરે ઝપેટી કાહુંછ.

કાવસ—(મનમાં) નાજાં તો બડી કલાંટ લાગેછ.

નાજાં—(મનમાં) કાવસ તો ઘણો પાજી ને ધટર લાગેછ.

કુવર—એમ આવરે–અદુખરાની કાની ઉભીછ સાની? આય ચાકરને રાધનીમાં લઇ જા ને રાતનું વધેલું ઘોડીનું ગોસ ને વાસી રોટલી ઝોભરાવ–મુવો ખાવરો દૈત જેવો લાગેછ તે ઝોભરાવસે નહી તો પીંજરામાંથી પોપટજી ઓગરી કરી જશે.

કાવસ—બાઇ સાહેબ, મને ભુખ નથી લાગી.

કુવર—ચપ મુવા ચોર–(સપાટ કાઢીને મારે છે) બાઇની સામ્મું કેમ બોલેછ? તુંને કેહયું કે જઇને ઝોભર તો જઇને ઝોભરવાનુંજ. સામ્મુ કેવું બોલવાનું? મુવો તરકરો કથેનો.

જમસુ—(મનમાં) શેઠની ઠીક નોકરી થાયછ (મોટે) નાજામાય, તમે મારા નોકરને એમ મારોછ—

કુવર—તે તમે કાંય વચ્ચે બોલતા હોશો?

જમસુ—નહીંરે હું તો એમ કહુ છ કે તમારા નાજુક હાથ દુખી આવશે–લાવો હુંજ એની સેવા ચાકરી કરૂં.

કુવર—તે જોવની તમારા નોકરને હું મારસ ને મારી આય ચાકરડીને તમે મારજો–એમ અરસપરસ એક બીજાને આપરે મદદ કરશું.

જમસુ—(મનમાં) કામકાજની વહેંચની તો સારી થઇ.

કુવર—(નાજાંને) લઇ જા આય મુવા ખુલીયાને. નહીં તો રાંધનીમાં બેઉ બેસીને બીખી બાખા ના કરતા ને હાંસખોરનું જોડું ના બનતા.

નાજાં—(કુવરને) કેમ છેકજ ફાસ્ટ જાયછ કે! તારી કાંઇ કમબખતી આવીછ કે?

કુવર—( નાજાંને ) એ તો હું પુરેપુરી ને ખરેખરી શેઠાની બનુંછ ( મોટે ) હવે તું જાયછ કે તુંનેબી એકુ બે સપાટ મારૂં ( મનમાં ) મને શેઠાની બનાવીને અત્યારથીજ ઘરઈ ગયેલી લાગેછ.

જમસુ—( મનમાં ) શેઠનેબી હાથના કીધેલા હઈયે વાગા—મને શેઠ બનાવીને અત્યારથીજ કાન ચીમટતો હોશે.

( નાજાં અને કાવશ જાય છે. )

કુવર—કાવસજી, તમે ઘણા એસ્કી કાંકડાં છો.

જમસુ—હાજી, બેંકયુ ( મનમાં ) બધું 'કોટ બુટ કોલર સૌ ભાડેનું છે ( મોટે ) ને તમારો થથેરો કંઇ થોરો નથી.

કુવર—(મનમાં) તે તો હું રાંધનીમાં વાસણ ઉજારૂં ત્યારે આવીને જોજે.

જમસુ—તમારા બાવાજી કયાં ગયા ?

કુવર—(મનમાં) છરછાપેરમાં તાડી છેંજેછ (મોટે) તેવણ તો વાંદરે સધાવ્યાછ—તમારા બાવાજી.

જમસુ—(મનમાં) કયારના બેહસમાં ગયા.

કુવર—મકું જે તમારા બાવાજીની સાથેજ મારા બાવાજી સીધાવ્યા.

જમસુ—(મનમાં) ત્યારે તો બેઉની છમસી વરસી સાથે થવાની.

કુવર—તમે મારી સાથે અદરાવા આયાછ કે ?

જમસુ—હાજી ને બની શકે તો તમારી સાથે પનવાબી તૈયાર છેઉં.

કુવર—(મનમાં) પનવા પછી ગાદીની ખુરસી પર નહીં, પણ લાકડાના પાટલા પર બેસવું પડશે.

જમસુ—પણ તમે મારી સાથે પનશો ?

કુવર—તો વરી બીજે કહાં શોધવા જાઉં ? પણ આજે હું શેઠાની છેઉં ને કાલે નોકર બનું તોબી મારી સાથે તમે પનનો કે ?

જમસુ—નોકર તો સું પણ વાંદરી બનો તોબી તમારી સાથે પનનું—ને હું આજે શેઠ છેઉં ને કાલે ચાકર બનું તો ?

કુવર—ચાકર તો સું પણ ગધેડો બનો તોબી પનનું—પણ મારા કહાં નસીબ કે તમારી સાથે મારા લગન થાય !

જમસુ—ને મારા કહાં ભાગ્ય કે તમારા જેવી છોકરી મને મલે ?

[ બંને એકએકના ગાલ પસવારીને ગાય છે.]

**ગાયન.**

કુંવર—

પ્યારાથી, તારાથી નજર લાગી મારી.

લવ, વહાલા છેવ, લાલા છેવ, છેલ છબીલા મારા

આવો વહાલા પ્યારા મારા—મારી

પી ધરઇને પીપયું થતો ના, ખોટટી ટીપો કાઢી પુને જતો ના.

જમસુ—

ઓલ્તારીની ? બાફ્યું બાફ્યું નાજન, બાફ્યું બાફ્યું.

નેવર નેવર નેવર ડાયર, નેવર નેવર, ગો રેસ રમવા પ્યારી મેદાન—

જમસુ—(મનમાં) શેઠ અદરાતો પનતો ખુણે પડયો હું જ ગોઠવઇ જાઉં તો મજાહ પડે.

કુંવર—(મનમાં) નાજાં ગમે તો બીજો શોધી લેશે. હું જ એની સાથે નકકી કરી નાખું

જમસુ—તમુને કેટલાં વરસ ? તમારી ઉમર સું ?

કુંવર—ઓવાય બૈરાની ઉમર તે કંઇ પુછવાની હોસે ? યાદ રાખજો બૈરાંની ઉમર નહી પુછીયે ને માટીડાનો પગાર નહી પુછીયે. જો કોઇ બૈરી પુછીયા વના કહે કે મારી ઊમ્મર વીસ વરસની, ત્યારે સમજી લેવું કે પુરેપુરા પાંત્રીસ વરસ ને માટીડો પુછીયા વના કહે કે મારો પગાર બસો રૂપ્યાનો તો સમજી લેવું કે કેલી તીસ પર પાંચ.

જમસુ—(મનમાં) કહેજે કે પન્નેલી જીંદગીમાં ઘણું શીખવાનું હોયજ, પણ મેં તો અદરાયા અગાઊજ શીખવા માંડયુંછ.

કુંવર—મને સારૂં સારૂં રાંધતાં આવડેછ તે હું તમુને ખવારસ ચાપટ ને મલીદો.

જમસુ—ખુબ ગુજરેગી મીલ બયઠંગે દીવાને દો.

કુંવર—તમે મુસલમાની ભાસાબી જાણોછ કે ?

જમસુ—અરે હું તો સાત ભાસાનો ધણી છું (મનમાં) ચોથી ચોપડી શીખતાંજ ઇસ્કોલમાંથી નાસી જતોતો.

કુંવર—ત્યારે અંગ્રેજીબી તમુને ઘણું સરસ આવરતું હોશે?

જમસુ—અરે બધી પોલત્રી ત્રીકસબી સમજુંછ

કુંવર—મરેરે તે સું ?

જમસુ—રાજદવારી બાબદ પોલત્રી ત્રીકસ સમજયા કેની ?

(મનમાં) કોણ જાણે આરો બફાયો કે ખરૂં બોલાયું.

કુંવર—ત્યારે આય હોમરૂલ કહેછ તે શું?

જમસુ—તે કની આપરે છે તે કરીને હોમ એટલે ઘેર ને રૂલ એટલે લાઇન દોરવાનું રૂલ.

કુંવર—તે તેને શું કરે?

જમસુ—ઘેરમાં રૂલ બનાવીને નોકર ચાકરને માર્યા કરે કરે ને ધાક રાખ્યા કરે ને કોઇ વખતે તે હોમરૂલ આપરાજ બરડા પર પડે.

કુવર—વારૂં તમુને કંઇ ગાતા વજારતા આવરેછ કે?

જમસુ—હા મને વેનીલાલ મેહતાજીએ છજા જાલીયા માલીયા ખુબ છાજે એવું ગીત શીખવેલું ગાઉં ?

કુવર—નહીં નહીં-આપરે કઇ બીજું ગાઇએ.

ગાયન.

જમસુ—

બંગલો બંગલો બંગલો રે-
મારી નાજં પ્યારીનો બંગલો
ફુલવારી ને કયારીનો બંગલો
તાડી છેજાવી પીસું-સીખ ને સોટ ખાસું ભું જી તરાવી નાખુ
ગમત કરસું જાજી-રમ્યે મજાહની બાજી બનો લઇને જરાજી-

કુંવર—

સુક્કા બુમલા ને બીજું તાજા લેવટા ને ત્રીજું કોલમીનો
પાત્યો ટમટમતો. મીઠી ચોલાઇની ભાજી- ઘઉંની રોટલી તાજી,
ખાજે તું થઇને રાજી.

કુવર—

આવો હું તમુને મારો બંગલો દેખાડું (મનમાં) બંગલો તો ગામડામાં છાપરી.

**જમસુ**—હાજી ચાલો–પછી તમે મારે બંગલે આવજો–તમુનેપી ફેરવીને દેખાડસ (મનમાં) બંગલાને બદલે તબેલાની પછવાડે ઓરડી તો છે.

[બંને જાય છે, બીજી તરફથી નાજાં
અને કાવસ આવે છે.]

**નાજાં**—હું ખરૂંજ કેહુંછ કે તમારી ગીતભાત એક નોકરના જેવી નહીં પણ એક શેઠના જેવી ડીસંટ છે, મી૦ જમશેદજી.

**કાવસ**—અરે બા, હું વલી મી૦ જમશેદજી કેદારે થયો? આપરે તો નોકર માણુસ તે જમસુ કહેવઈયે–ખરૂં પુછાવો તો તમુને કુવર નહીં પણ કુવરબાઈ કહેવું જોઈયે, કારણ કે તમો શેઠાની બનવાને લાયક છો.

**નાજાં**—(મનમાં) એજ કાવસ હોતે તો કેવું સારૂં થતે ને મને કેવી ખુશાલી ઉપજતે.

**કાવસ**—(મનમાં) એજ નાજાં હોતે તો કેવું સારૂં થતે ને મારો બેડો પાર પરતે.

**નાજાં**—તમારા કાવસજી શેઠ, મારા બાઈ સાથે અદરાવાના છે કે!

**કાવસ**—હું નહીં ધારતો કે કાવસજી શેઠ તમારા બાઇ સાથે અદરાય! તેવણનું ધ્યાન તો કોઇ જુદેજ ઠેકાણે લાગુંછ,

**નાજાં**—જયારે જુદેજ ઠેકાણે કાવસજી શેઠનું ધ્યાન લાગુંછ ત્યારે અહીં શું ધકેલા ખાવા આયા?

**કાવસ**—તે અહીં આવવા પછીજ તેવણનું ધ્યાન જુદે ઠેકાણે લાગું.

**નાજાં**—એ તો નવાઇ વાત.

**કાવસ**—પણ નાજાંબાઇ કાવસજીને પસંદ કરશે કે?

**નાજાં**—નાજાંબાઇનું ધ્યાનબી જુદેજ ઠેકાણે લાગુંછ

**કાવસ**—તમારી બાઇ તો ઘણી મીજાજી ને પાજી છે.

**નાજાં**—એ તો નસીબ જોરે બાઇ બની બેઠીછ. ને તમારા કાવસજી શેઠ તે કહાં દાહયા છે?

**કાવસ**—એબી નસીબ જોગેજ શેઠ થઇ બેઠાછ.

**નાજાં**—એ બેનું જોડું કાસીસંગ કેમ જશે?

**કાવસ**—એ બે ગમે તો પનને કે ગમે તો કુવામાં પડે પણ હું તમોને મારા હાથની ઓફર કરૂં તો! બોલોની, જવાબ દેવાની. તમે બોલતા નથી તેથી મારે એમ સમજવું જોઇયે કે તમો કબુલ થાવોછ.

[ નાજાને હાથ કાવસ પકડેછ ]

**ગાયન.**

કહે પ્યારી બની છું સદાની
જાન મારા આઓ
પ્રાનના શરમાઓ
હસી રમી ખેલસું મોહબ્બતની બાજી
હારીને થઇશું તમારા
પ્રેમનો ભુખો હું પ્યાસો છું, તારા
તરસે છે હોઠ બીચારા.

[ કુંવર અને જમસુ તેમની પછવાડે આવી પુગે છે ]

**કુવર**—એ શું ફારસ કરોછ? ( કાવસના બરડા પર બે ધમાકા મારીને ) મુવા ચોટ્ટા તુને શરમ નથી આવતી? મારી કુમલીનો હાથ સાનો પકડતો હોસે! એ શું તારા બાપ બપાવાની બૈરી છે?

**જમસુ**—( નાજાંને ટપલો મારીને ) ને રાંડ વાંદરી, તું મારા ચાકરના હાથમાં હાથ આપીને નાચેછ નદરેછ! લાજ નથી આવતી? એ તારી બપઇ મમઇને કંઇ માટી થાયછ?

**કુવર**—તમારા નોકરને એક લાત મારો–મુવો બેશરમ બેહયા.

**જમસુ**—તમારા સખુનપર એકના કરતા બે મારૂં ને તમેબી તમારી દાસીને બે ચાર ધમ મલીદા લેવો.

**કાવસ**—( જમસુના કાનમાં ) કેમ બચ્ચા ઘણી લાહેરી કરેછ તે તારી કમબખ્તી આવીછ કે? લાત મારીછ કેની તો ડાકુ ધરીને મરડી મુકસ.

**જમસુ**—તે ડાકુ મંડયું-હમણા તો તારી કમ્મરજ મરડાયછ (લાત મારેછે.)

**કુવર**—(નાજાંને ધકકો મારીને) તું પેદાની પડતી મરે-મારી આબરૂ લીધી રાન નકટી!

**નાજાં**—ઓ તું મરેરે મારતી—મુઇના હાથ છે કે હથોડા!

**જમસુ**--(કાવસના કાનમાં) કેમ કેવી મજા પડી! પુરેપુરો શેઠ જેવો લાગુંછ કે નહીં?

**કાવસ**—બચ્ચા સવા પોહરની પાદશાહી કરી લે.

**જમસુ**--હાજતો એવો લાગ પાછો કયારે આવવાનો?

**કુવર**—(નાજાંના કાનમાં) કેમ કેવી મજાહ! પુરેપુરી શેઠાણી જેવી લાગુંછ કે નહીં?

**નાજાં**—એ તો રાજાની જગાએ હમણાં દેડકો છે.

**કુવર**—હમણાં તમે દેડકીની કાની કુદયા કરો પછી સૌ થઇ રહેશે. જા દોડ, કાવસજી શેઠને વરે સોડા વીસ્કી લઇ આવ—નહીં તો ખુણામાં ઉભી રહીને તુંજ બાટલીથી ગોટ ના ગટાવતી—તુંને તો એમ છાકટી થવાની ટેવ છે.

**જમસુ**—(કાવસને) દોડરે દોડરે, તું થોડું બરફ ભાંજી લાવ. નહીં તો થોડું ગજવામાં ના સેરવતો. તુંને તો એમ ચોરી ચપાટી કરવાની ટેવ છે.

**નાજાં**--(મનમાં) રાન ધમકા મારેછ તે જાણુ ગોદરા પખોરેછ.

[જાય છે]

**કાવસ**--(મનમાં) નખ્ખોદગીયાએ લાત મારી તે કારા કારા દાબાં ઉઠયા હોસે. [જાય છે

**કુવર**—તમારો હજામ કોઇ ઘણો હુશીયાર હોસે તમારી દાઢી કેવી મજેની બોરીછ વાહ કેવી મજાની સુમારી સુમારી છે જાણુ આવાં ગોરાણીની સપાટનું તરીયું.

[ગાલ ને દાઢી પંસવારેછ.]

**જમસુ**—ને તમારા બાલ કેવા મજેના ઓર્યાછ જાણે સેવ ગાંઠયા વાળા મીયાજીની દાઢી.

[ નાજાં અને કાવસ વીસ્કી સોડા અને બરફ લઇને આવે છે ]

**કુંવર**—તમારી ગરદન પર હું એમ હાથ મુકુંછ ત્યારે એવું લાગેછ કે પાકટ દોધી પેટમાં દાબ્યું હોય.

**જમસુ**—ને તમારૂં માથું એમ હું છાતીએ દાબુંછ ત્યારે એવું લાગેછ કે જાણે તરબુચ કાપીને ખાધું હોય.

**નાજા**—( મનમાં ) મરેરે તમારા કોટક જોતાં નીરજ ગરી ગીયાં.

[ હસતી હસતી ખુરસીપર બેસી જાય છે. ]

**જમસુ**—ઉઠરે ઉઠ ખુરસીપર સાની બેઠીછ? બાપદાદા ખુરસીપર બેસીને મરી ગીયેલા તે વરી ખુરસીપર બીરાજયા-ઉભી રેહ એમ એક તરફ.

**કુંવર**—( કાવસને ) મુવો જાણે બાપ લાખ ચાલીસનો દીકરો તેમ કમ્મરે હાથ દઇને ઉભો—હાથ જોડીને ઉભો રેહ.

**જમસુ**—ને પગબી જોડ, જોડ પગ.

**કાવસ**—( મનમાં ) બચ્ચા તારા હાથ નહીં જોડાઉં તો મારૂં નામ કાવસ નહીં.

**કુંવર**—એમ આવો, એવા નોકરડા પીજારડા ઇજારડા સાથે વાત ના કરો-મારા હાથે તમુને વીસ્કી નાખી આપું.

**જમસુ**—પણ તે અરધું તમલરથી વધારે ના આપતા જો—હું તો ટીપુ ટાપી પીઉં તો ચઢી જાય તેથી અરધુંજ ગલાસ પીઉંછ

**કાવસ**—( જમસુને ) જરાકજ પીજે—છાકટો ના થઇ મરતો—પછી તારી લાસ અહીંથી કોન ઉંચકશે?

**જમસુ**—કીપ કવાઇટ સર, કીપ કવાઇટ—જાવ ઉદર જાકર ખડા રેહો (મનમાં) હવે જરા સાહેબ લોક ફાસીન કામ લઇયે.

**કુંવર**—લેવોજી તમારી સલામતી તમારી ઉમેદ પાર પડે તેની સલામતી.

જમસુ—પણ તમોબી લેવાની-એમ હું એબપો પીવસ તો મારે ગરે ખુટશે.

કુવર—હુંબી પીવસ. વરી તમારી સલામતી લેવું ત્યારે હું નહીં પીઉં.

નાજાં—(કુવરને) મુઇ છાકટી થઇને પરતી ના આબરૂના કાંકરા થશે જો.

કુવર—(નાજાંને) છાકટી થાઉં તો તમે મારી ગોરસી કરજો (મોટે) કાલી દીકરા, તારા બાવાજી પાસે દોલત કેટલી હોશે વારૂં ?

જમસુ—(મનમાં) દોલત દરવાજે ને ખજાનો ખાટલે (મોટે) હોસે દસ બાર લાખ રૂપ્યાનો જીવ-ને તમારા બાવા પાસે શું પુંજી વારૂ !

કુવર—(મનમાં): પુંજીમાં પગના પેટાવા ને ફાટેલી ગોદરી (મોટે) હોસે એવણ પાસેબી એટલીજ હોસે. મારા બાવાજી જયારે ચેકપર બેંક લખી આપેછની સારે હું જોઉછ કે પપાજી સાડી સાતરીસ લાખનો હીસાબ ગણેછ.

નાજાં—(મનમાં) મુઇ મેટ તો જે તે ભરડી દેછ.

કાવસ—(મનમાં) બેઉ કમબખ્તો ધસેલા છે.

કુવર—આય બેઉ મુવા મોહું સાંવીને આપરા ડોરા કાઢેછ તમે એ લોકને અહીંથી ખેરવો.

જમસુ—હુંબી એમજ ધારૂંછ કમબખ્ત છાતીપર ઉભોછ તે ગોટ ગરે ઉતરતો નથી. તમે બે જણા અહીં શુ પછારા માથા કરોછ? (કાવસને) તું જા ને રાતને સારૂં પોરા પપેટા કાંદાં છોલી મુક.

કાવસ—(જતા જતા) તારૂં માથું છોલવાનો હવે વખત આવેછ.

કુવર—(નાજાંને) ને તુંબી અહીં સુની સાવજ જેવી ઉભી રહીને તારી સગી વાહલીના નાચના તમાસા જોયછ કે? જા રાતને સારૂં પોરા, ધુંડાની અકુરીનો મસાલો છુંડી મુક.

નાજાં—(જતા જતા) ઉભી રહે તારૂં માથું છુંદવાનો વખત આવી લાગોછ.

કુંવર—આપો આપરે નાસો ગોસો રમીયે.

જમસુ—તે કેમ? મને નહી આવરતું જરા શીખવોની.

કુંવર—તમે જાણે આંખે પાટા બાંધો ને હું તમુને ટપલા મારી ને નાસી જાઉં ને તમે મને પકડો.

જમસુ—ને હું તમુને પકડું ને પછી તમારી આંખે પાટા બાંધીને તમોને ટપલા મારૂં કે?

કુંવર—નહીરે બૈરાંને તે કોઇ ટપલા મારતું હોસે કે?

જમસુ—(મનમાં) નહી માટીડાજ ટપલા ખાવાને સરજયાછ?

કુંવર—આવો તમારી આંખે પાટા બાંધું

જમસુ—(મનમાં) બાંધો બાપુ એબી જાણે ગમત. આવી રૂપાળી ને હાથે ટપલા ખાવામાંબી ગમત છે. પનવા પછી તો ટપલે ટપલે માથે આંધરૂં થવાનું તો છેજ તો હમણાંથી જરા પ્રેકટીસ તો પાડયે (મોટે) તમુને હું પકડસ, ને ટપલા નહી મારસ તો ફીસી તો જરૂરજ લેવસ.

[આંખે પાટા બાંધવા પછી કુંવર ટપલો મારી નાસી જાય છે, જેને પકડવા હાથ લાંબા કરી ટંટોસ્તો જમસુ પણ જાય છે. મનજી કાકા બીજી તરફથી આવે છે]

મનજી—મોચી મરેરે પહેલી રાતે ધકેલા ખાઇને મરી ગીયા. મોચીએ રૂપ્યો તો પાછો નહી આપ્યો પણ દાંડકું લઇને મારવા જે આયો તે હમે બેઉ નાસી આયા

[નાજાં આવે છે.]

નાજાં—ઓ પપી ડીયર તમે આયા કે? વાહરે શું કરી આયા?

મનજી—આખું ભાંજીને આંટો કરી આયા—પણ તું આવી ચીડરે હાલ કેમ? આવાં રેજકાન કપડાં કાંય પેહેર્યા હોસે?

નાજાં—જરા મને સોખ થઇ આયો.

મનજી—છોકરીની જાત જેટલી વીચીત્ર છે, તેટલાજ તેમણા સોખબી ચીત્ર વીચીત્ર છે કાલે તું મોચન ધાચનના ધાઘરા પહેરીને નીકલે તો હું અજબ નહી થાઉં. પણ તું પેલા કાવસને મલી કે?

**નાજાં**—હા મલી ઇચ્ચમજી જેવા છે આપુને તો કંઇ ગમતોબી નથી.

**મનજી**—એમ સું કરેછ જો—આવા મજાનો ગોરા ધતમારો છેની.

**નાજાં**—તે તમારી નજરે એવા લાગો હોસે બીજાજનો પાજી ઇટ્ટર સાન સલુક વગરનો ને છાકટો.

**મનજી**—એવા તો નહીં હતો એકાએક એમ કેમ થઇ ગાયો!

**નાજાં**—તમારી આગલ સાન સલુકનો બન્યો હોસે. મારી તો આરાસેબી નહીં ઉભો રાખું.

**મનજી**—ત્યારે તારો વીચાર શું છે, પણવું નથી? ને ઘેરમાં પડીને ખુલ્યાની કાની ખીચરો ખાયા કરવોછ?

**નાજાં**—મારો પણવાનો તો વીચાર છે પણ તે કોઇ બીજા સાથે.

**મનજી**—બીજા સાથે! તે વરી કોણ?

**નાજાં**—કાવસના નોકર જમસી સાથે.

**ધનજી**—હેં શું બોલી! નોકર સાથે? હું ઘેરનો ગવનદર ને તું મીસ ગવનદરેસ ને નોકરડા ચાકરડા સાથે પણુને?

**નાજાં**—નોકર છે પણ લખ્ખણ તો શેઠ સાહુકારના જેવા છે ને ખુબસુરત કેવો મજેનો છે.

**મનજી**—ઇંદર રાજાની દરબારમાંથી કોઇ પરીજાદ તો નથી દોડી આયો!

**નાજાં**—ને સીખોલો ભણેલો છે. ઇંગ્લીસ ને ફ્રેંન્ચબી જાણેછ.

**મનજી**—ત્યારે ઇંગલાંડનો પ્રાઇમ મીનીસ્તર બને ખરો.

**નાજાં**—પપા, તમે એની સાથે વાતચીત કરી જોવો.

**મનજી**—વાતચીત શું કરૂં? એના કાન ધરીને ઉખેરી કાઢું—એનું સત્યાનાસ જાયરે એનું—જોઉં તો ખરો એ જમસુ કોણ સુવોછ—ગવનદરના ઘેરમાં એ ફીતુરી કયાંથી આયો!

[ધસારા બંધ દોડી જાયછે.]

**નાજાં**—પપા, પપા, ઉભાં રેહો, ઉભા રેહો જરા સાંભરો તો ખરા.

[નાજાં પછવાડે દોડી જાયછે બીજી તરફથી ધનજી ને કાવસ આવેછે.]

ધનજી—હું તુંને ખુલ્લું કેહુંછ કે એવી દાસી કાસી સાથે હું તુંને કદીબી પનવા દેવાનો નથી. તુંને મોટો કીધો, શીખવ્યો ભણાવ્યો ને ક્રીકેટ રમાડયો તે શું નોકરડી સાથે પણવા?

કાવસ—પણ મને જે છોકરી ગમે તેની સાથે તમે મને નહીં પણનાવો?

ધનજી—તે તું રસ્તે ચાલતી ધોબન કે વાસણ ઉજારનારી ઘાતનને પસંદ કરસે તો તેની સાથે હું તુંને પણનાવીને ગધેડા બનસ કે?

કાવસ—એ છોકરીની જાત ઉંચી છે.

ધનજી—તે કુતરાની કાની કાન પકડીને ઉંચકી કાંય નહીં જોઇ કે ચીચવાયછ કે નહીં?

કાવસ—પપા, તમે રમુજ શું કરોછ જો!

ધનજી—રમુજ શું કરૂં મારાં બાપનું કપાળ—હમેશાં અંગ્રેજી સુટ પહેડીને એસ્કી થઇને ફરે ને આજે અહીં આવો ઇછરો બીછરો કાઠીકોમ જેવા આયો ને કપરાંની કોણ જાણે મગજ પર અસર થઇ તે આવી ગવલન તંબોલન પર મોહી પડયો.

કાવસ—એ છોકરીને એવું કાંઇ બોલોના. હું સાંખસ નહીં.

ધનજી—એ તારી દમ ડાઠીની વાત તારી પાસેજ રાખજે. હું સાફ કેહુંછ કે એ દાસી સાથે કબ્બી તુંને પણાવવાનો નથી પછી તારી વાત તે જાણી.

કાવસ—એ છોકરીને તમે જોજો પપા! ને પછીબી જો તમો ના કહેશો તો તમારા હોકમને તાબે થઇ હું તેની સાથે નહીં પણશ—પણ પેલી લઢકની વડકણી તોછડી તરકડી નાજાં સાથે તો કદીબી પણવાનો નથી.

[ ચાલી જાય છે ]

ધનજી—લેવો દીકરા જણો ને મોટા કરો ને તે તાઇ તંબોલી સાથે પણની આવે ત્યારે તમે આંખમીચું કરીને ઘેરમાં લેવો. યાર જમાનોજ ઉંધો આયોછ તો.

**ગાયન.**

ભાઇ મારા રે ઉલટો જમાનો આયો,
શું ઉલટો જમાનો આયો ભાઇ
બાપની સામે બોલે, રેસમાં ટાળકી છોલે
સટ્ટો પેલી કલબમાં ડોલે બાપ લાખનો જાયો રે.
રાતની બીક તે માંગે લાજ વખાતી ટાંગે.
ઓછું પડતાં ફેસ્તો જાગે, કલજુગ કેવો આયોરે.

[ધનજી માથે હાથ દઇ ખુરસી પર બેસે છે અને જમસુ આંખે પાટા બાંધેલા તંતોસતો આવે છે]

**જમસુ**—કહાં ગઇ ડીયર ડારલીંગ! હું તુંને પકડયા વગર રહેવાનો નથી. તેં મને પીસતાલીસ ટપલા મારયા તો હું તુંને બે ચાર કીસ તો લેવશજ.

[આગળ ચાલે છે.]

**ધનજી**—પેલા બુઢા મનજીને સોધી કાઢું. એની હજામરો જેવા ખુબસુરત જવાન દાસીને ઘેરમાં રાખી કાંવ સુવો હોસે!

[ખસારાબાદ જવા માંડે છે અને જમસુ સાથે અથડી પડે છે અને જમસુ તેને પકડીને કીસ લે છે].

**જમસુ**—પકડી, આખરે પકડી ને ચુગીબી લીધી.

**ધનજી**—કોણ જમસુ?

**જમસુ**—(પાટો કાઢીને) મોટા શેઠ તમે?

**ધનજી**—તારો અવતાર બરે તારો, મારૂં મોહરૂં બધું અજીથી નાખ્યું.

**જમસુ**—તે હું તમોને મારી પ્યારી સમજયો.

**ધનજી**—ન આય નવો કોરો સુટ પેહરીને કહાં લાલ્યાના લગનમાં જાયછ?

**જમસુ**—કાવજી શેઠે પહેરાવ્યો ને કહયું કે તું શેઠ બન.?

**ધનજી**—તે તારા બાપદાદા શેઠાઇ કરીને મરી ગેયલા. ને તારી પ્યારી કોણ સુવેલી છે?

**જમસુ**—મનજી શેઠની દીકરી નાજામાય.

**ધનજી**—એ બધી શું કર્યુંબર થઇ ગઇ! તે શું તારી સાથે પણવા માંગેછ કે?

જમસુ—હારે સેઠ, તે મારી ઉપર ઘેલી થઈછ ને હું તેની ઉપર ઘેલો થયોછ.

ધનજી—ને આય બધું સાંભલીને હું દેવાના થયોછ. બધી આબડ ગુબડ થઇ ગઇ–પેલા શેઠ થઇને નોકરડીને પણવા નીકલ્યો ને આય ધનધનપોરી શેઠાની સાથે પણવાના પછાડા મારેછ.

જમસુ—નાજામાય તો હમણાથીજ પસંદ કરદેમ બોલી ચુકા. ગમે તો તમે આવીને પુછી જોવાની.

ધનજી—ચાલની જઇને પુછું–નખ્ખોદગીયા ડુકટાએોએ શું કોફરાન જગાડયુંછ–બધો ઉલટા સુલટી મામલો થઇ ગયેલો લાગેછ. કંઈ સમજ પડતી નથી.

[ બંને જાયછે, મનજી આવે છે ].

મનજી—હવે આય ડુકટીને કેમ સમજાઉં ? મારૂં ગવનદરપણું કેમ ચલાઉં ? કેમ એને તાબે કરૂં ? માથું તો બધું તતરીને તરકી ગીયુંછ. ના કહી મરતો તો જો–કે મને બપોરના બીર પોટર સદતો નથી તોબી તન ચાર બાટલી પીચાડયો, તો પછી માથું તે કહાં ઠેકાણે રહે? માથું એક તો ડુબી આયુંછ (કપાલપર રૂમાલનો પાટો બાધતા) ને તેમાં આય ડુકટીએ પુરૂં માથું ચેરવીને ચકડોલ બનાવી દીધું.

[ પાટો બાંધી ખુરસીપર બેસે છે,
અને કુવર ધીમ ધીમે પછવાડેથી
આવેછે. ]

કુવર—(મનમાં) બીચારો મારો કાઉ હજુર આંખે પાટો બાંધી નેજ બેઠોછ–એક બીજો ટપલો મારૂં (મનજીને ટપલો મારીને) કેમ કીસ લીધી કે?

મનજી—હેં કોણ? કુવર! મને ઘેરના ગવનદરને ધબબો.

કુવર—માફ કરજો શેઠ, મેં તો તમુને કાવસજી શેઠ સમજીને ધબજો માર્યો.

મનજી—તે કાવસજી અહીં ધબબા ટપલા ખાવા આયોછ કે?

કુવર—તેવણ કહેજે મારી આંખે પાટા બાધીને તું મને ટપલા માર ને હું તુંને પકડીને કીસ લેઉં.

મનજી—તોબા તોબા તોબા નોકરડીને ક્રીસ લે! ઉઉઉઉઉ—બધું અભિખર કરી મુક્યુંછ. પણ તું આય નવી સાડી પેહેરીને કહાં નાતરૂં કરવા જાયછ?

કુવર—નાજાંબાઇએ આય સાડી પહેરાવીને કહયું કે તું શેઠાની બન તે મેં શેઠાની બનીને કાવસજી શેઠને ટપલા માર્યા.

મનજી—પણ તારી શું મકદુર કે મારા જમાઇ થતાંને ટપલા મારે?

કુંવર—તે જી એવણુ મારી સાથે પણુવા માંગેછ ને તેથી મારે હાથે ટપલા ખાવાનો તેવણુને શોખ થઇ આયોછ.

મનજી—બાઇ નોકર સાથે પણુને ને નોકરડી શેઠ સાથે પણુને! મારા નસીબમાંબી શું કોટક જોવાનાં છે.

[ધનજી ને જમસુ આવે છે.]

ધનજી—એઇ મનજી, તું બડો બેવકુફ ને ગધેડો છે. ખુબસુરત દેખામણી દાસીને તે કોઇ ઘેરમાં રાખતું હોશે? તારી અકલ કહાં ફુટી ગઇ!

મનજી—ને તમેબી મારા સાહેબ મોટા હજામરા છેઓ. દીકરાને અદરાવા મોકલે ત્યારે કોઇ ચંચલ ચીલ ઝડપ્યા નોકરને સાથે મોકલે કે? તારી સુધ્ધી કહાં ચરવા ગઇ!

ધનજી—મારી સાથે ખટપટ ના કરતો હું—મારૂં ભેજું ફરેલું છે.

મનજી—ભેજું ફર્યુંછ તે અહીં કઇ બલાને. નીખોદે ગીયો નકામો વાંદરે ધકેલા ખાવા લઇ ગીયો ને અહીં કાંટાનું કટેસર થઇ ગીયું.

ધનજી—ને તારા જેવા અવરદસાને વાંદરે લઈ ગીયો તેમાં તો મારો રૂપ્યો સુઇ ગીયો.

મનજી—પણ અકુખરા, કઇ વીચાર કરીએ મારી દાસીપર તારો દીકરો મોહી પડયોછ હવે કરીયે કેમ?

ધનજી—ને મારા નોકરપર તારી દીકરી મોહી પડીછ તેનું કેમ કરીયે.?

જમસુ—(કુવરને) હું કઇ એવણુનો દીકરો કાવસ નથી હું તો એવણુનો નોકર જમસુ છેઉં.

કુવર—(જમસુને) હું કઇ એવણુની દીકરી નાજાં નથી હું તો એવણુની દાસી કુવર છેઉં.

જમસુ—તેં મને ઠગયો, આશ્ચર્યો લુચ્ચી.

**કુંવર**—તેં મને છેતરી, આપોયે લુચ્ચા.

**મનજી**—આય તો ઘોંટાળામાં ઘોંટાળો.

**ધનજી**—મારૂં ભેજું તો ચકભમ થઇ ગીયુંછ.

**મનજી**—કોઇ બરાબર ખોલાસો નહીં કરશો તો હું હમણાં ઘેલો થઈ જવશ.

**ધનજી**—ને મારે માથે લોહી ચઢી જશે.

**મનજી** }
**ધનજી** } —કોઇ ખોલાસો કરોરે, કોઇ ભાંસી મરો.

[ નાજાં અને કાવસ દોડતા આવીને પોત પોતાના પીતાને વળગી પડે છે ]

**નાજાં** }
**કાવસ** } —હમે ખુલાસો કર્યેં પપા, હમે ખુલાસો કર્યેં.

**કુંવર**—આય મારી શેઠાની નાજાંને હું એવણુની દાસી કુંવર.

**જમસુ**—એમ?

**કુંવર**—હા.

**જમસુ**—આય મારો શેઠ કાવસ ને હું એવણુનો નોકર જમસુ.

**કુંવર**—એમ ?

**જમસુ**—હા.

**ધનજી** }
**મનજી** } —( કોટી કરીને ) હવે આપરે એકએકના વહેવાઇ બન્યા.

**નાજાં** }
**કાવસ** } —આપરે એક એકના લવર્સ બન્યા

**જમસુ**—ને આપરે.

**કુંવર**—હસબંદ.

**જમસુ**—ને વાઇફ.

**કુંવર** }
**જમસુ** } —બન્યા.

ડ્રો પ.



જામે જમશેદ પ્રીંટીંગ વર્ક્સ, બેલાર્ડ હાઉસ, મેંગલોર સ્ટ્રીટ, કોટ,
મુંબઈ મધ્યે માણેકજી નવરોજી પ્રીંટરે છાપ્યું છે, અને
ખટાઉની પારસી આલફ્રેડ નાટક મંડળીના માલેક જાંગીર
કાવશજી ખટાઉએ ગ્રાંટરોડ મુંબઈ મધે પોતાને
માટે પ્રગટ કર્યું છે.

## જરા વાંચવામાં તસ્દી લેશોજી?

સંગીતના દરેક શોખીનને અને દરેક કોમમાં શીખવા અને ગાવા લાયક આ એક ઉત્તમ શબ્દોમાં રચાયેલી **ઉસ્તાદી** ગાઈડ છે. આ ગાઈડમાં **૧૨૫** ઉપર બહારના ઉસ્તાદી ગાયનો સર્વેને ગાવા વગાડવાને અનુકુલ થાય તેવા, તેઓની રાગ, રાગણી, તાલ, માત્રા વગેરેની સમજણ સાથે **સરગમમાં** આપવામાં આવ્યાં છે. કોઈ પણ હીંદુસ્તાની વાજીંત્ર પર વગાડવાને સહેલું પડે તેને માટે શરૂઆતમાં દરેક ચીજની સમજણ આપવામાં આવી છે.

# એમ્બલસીયર મ્યુઝીક ગાઈડ.

રચી પ્રગટ કરનાર—રૂ. બ. છાપગર નાં. ૩૩ ફ્રીયર રોડ. ફોટ મુંબઈ.

આ ગાઈડ તદ્દન સંગીત શાસ્ત્રના ધોરણ પર રચવામાં આવી છે. એની અંદર ખોદાઈ ભક્તિભાવના શબ્દો લગભગ દરેક ગાયનોમાં રચીને મુકવામાં આવ્યા છે. તેમજ વળી જાણીતી કવ્વાલીઓ, હીન્દી જાણીતા ભજનો વગેરે પણ તાલ, માત્રામાં આપવામાં આવ્યાં છે. નામ નોંધવાનો વખત હવે ઘણોજ થોડો રહ્યો છે. માટે જલદીથી નીચલે ઠેકાણે નામ નોંધાવો. અગાઉથી નામ નોંધાવાનો રૂ. **૧॥** રાખવામાં આવ્યો છે. બહાર પડ્યા પછી રૂ. **૨**, તથા પોસ્ટેજ જુદું.

**રૂસ્તમજી બરજોરજી છાપગર, મ્યુઝીક ટીચર.**

નાં. ૩૩, ફ્રીયર રોડ, ફિરદોસ મ્યુઝીક કલાસ, ફોટ, મુંબઈ.